# A COMPLETE GLOSSARY

OF

## DIFFICULT WORDS & PHRASES.

OCCURING IN

# *ROYAL READER No. 1.*

TOGETHER WITH

A LITERAL TRANSLATION OF THE FIRST PART AND THE FIRST NINE LESSONS OF THE SECOND AND THREE OF THE THIRD

SECOND EDITION.

*Carefully Revised and Enlarged.*




BOMBAY,

PRINTED AT THE IMPERIAL PRESS.

A. D. 1883. સને ૧૮૮૩.

Price 6 Annas. કિંમત ૬ આના.

૧૯૯૯

# PART I. પેહેલો ભાગ.

—o:o—

## THE SEE-SAW. હીંચકો.

See-saw, n. (સી સૉ) ચક-ડોલ, હીંચકો.
Look, v. (લુક) જુઓ.
Air, n. (એઆર) હવા; વાયુ.
See, v. (સી) જુઓ.
Let go, (લેટ ગો) છુટા મુકુછું.
Yet, ad. (યટ) તે છતાં પણ, તોપણ.
Fall, v. (ફૉલ) પડવું.
Now, ad. (નાઉ) હમણા. હવે.
John, n. (જૉન) માણસનું નામછે.
Try, v. (ટ્રાય) યત્ન કરવો, કોશીશ કરવી.
Care, n. (કેર) સંભાળ.
Hold, v. (હોલ્ડ) પકડવું.
Fast, a. (ફાસ્ટ) મજબુત.
Fun, n. (ફન) રમુજ, ગમત, મઝા.
You, pro. (યુ) તમો.

Look at me મારી ગમ જુઓ ! I am up હું ઉંચે જાઉછું in the air હવામાં. See જુઓ, I let go હું છુટા મુકુછું both hands બન્ને હાથો, and yet અને તોપણ I do not fall હું પડતો નથી.

Now, હવે, John જોન, do you try તું કોશીશ કર. you go up તું ઉપર જાએછે and I go down અને હું નીચે જાઉછું.

Take care, તપાસજો, and અને hold fast મજબુત પકડજો while જ્યારે you are up તું ઉંચે જાએ, in the air હવામાં,

See-saw ! હીંચકો ! up and down ઉપર અને નીચે It is great fun ઘણી મઝા પડેછે, to ride ઘોડો કરવાની, on the see-saw હીંચકા ઉપર.

—:o:—

## THE CAT ON THE TREE.

## ઝાડ ઉપરની બીલાડી.

Look at, v. (લુકઍટ) જુઓ.
That, a. (ધૅટ) પેલી.
Cat, n. (કૅટ) બીલાડી.
High up. (હાઈ અપ) છેક ઉપર.
Good, a. (ગુડ) સારી, ભલી.
Stay, v. (સ્ટે) રહેછે.
House, n. (હાઉસ) ઘર.
They, pro. (ધે) તેઓ.
Catch, v. (કૅચ) પકડેછે.
Mice, n. (માઈસ) ઊંદરો.
Rats, n. (રૅટસ) મોટા ઊંદરો, ઘુસો.
This, pro. (ધીસ) આ.
Climbs, v. (કલાઈમ્ઝ) ચઢેછે
Trees, n. (ત્રીઝ) ઝાડો.
Birds, n. (બર્ડઝ) પક્ષીઓ.
Kills, v. (કીલ્સ) મારી નાંખેછે.
Eats, v. (ઈટસ) ખાઈ જાયછે
Wild, a. (વાઈલ્ડ) જંગલી.
Live, v. (લીવ) રહેછે.
Spend, v. (સ્પેન્ડ) ગુજારેછે, કાઢેછે.
Woods, n. (વુડઝ) જંગલો.
Most, a. (મોસ્ટ) ઘણો ખરો.
Time, n. (ટાઈમ) વખત.
Rob, v. (રૉબ) લુટીલેછે, ચોરેછે.
Nests, n. (નેસ્ટસ) માળા.
Like, a. (લાઇક) જેવી.

Look at that cat પેલી બીલાડી તરફ જુવો, high up છેક ઊંચે on the tree ઝાડ ઉપર.

Good cats સારી બિલાડીઓ stay બેસી રહેછે in

the house ઘરમાં They તેઓ catch પકડેછે mice and rats ઊંદરો અને ઘુસો.

But પણ this cat આ બિલાડી climbs trees ઝા-ડો ઉપર ચઢેછે, to catch birds પક્ષીઓને પકડવા It kills તે મારી નાંખેછે, and eats them અને તેમને ખાઇ જાયછે.

There are wild cats, જંગલી બિલાડીઓ હોયછે, which live જેઓ રહેછે, in the woods જંગલોમાં. They spend તેઓ કાહાડેછે most of their time તેમનો ઘણો ખરો વખત, on trees ઝાડો ઉપર, where જયાં they catch birds તેઓ પક્ષિઓને પકડેછે. and અને rob their nests તેમના માળા લુટી લેછે. This cat આ બિલાડી is છે one of them તેઓમાંના એકના જેવી.

—:o:—

## THE BIRD'S SONG. પક્ષીનું ગીત.

Sits, v. (સીટ્સ) બેસેછે.
Branch, n. (બ્રૅન્ચ) ડાળી, ડાંખળી.
Near, a. (નીઅર) નજદીક.
Hark, v. (હાર્ક) સાંભળો.
Hear, v. (હીઅર) સાંભળવું.
Song, n. (સૉંગ) ગીત, ગાયન.
Sweet, a. (સ્વીટ) મધૂર, સારૂં.
How, ad. (હાઉ) કેવું.
Swings, v. (સ્વિંગ્સ) ઝોલા ખાયછે, ઝુલેછે.
To and fro. (ટુ ઍન્ડ ફ્રો) આમ તેમ.
Still, ad. (સ્ટિલ) તોપણ.
Sings on, v. (સિંગ્સ ઑન) ગાયા કરેછે, ગાયન કર્યા કરેછે
Fear, v. (ફીઅર) ધાસ્તી રાખવી, બીવું.
For, conj. (ફૉર) કારણ કે.
Knows, v. (નોઝ) જાણેછે, માલમછે.
Wings, n. (ઉવિંગ્ઝ) પાંખો.
Cares, v. (કૅર્સ) સંભાળ લેછે.
Day, n. (ડે) દિવસ, દહાડો.

Strong, a. (સ્ટ્રૉંગ) જોરાવર, મજબુત. | Keeps, v. (કીપ્સ) સંભાળેછે.
Harm, n. (હાર્મ) સંકટ, દુઃખ
Arm, n. (આર્મ) હાથ, ભૂજ. | Both, a. (બોથ) બન્ને.

Look જુવો at that bird પેલું પક્ષી It sits તે બેસેછે, on the branch ડાળી ઉપર of a tree ઝાડની near its nest પોતાના માળાની પાસે. Hark! સાંભળો! do you hear? તમે સાંભળોછો? its song તેનુ ગીત. How કેવું sweet it is તે મધુરછે!

The branch swings ડાળી ઝોકા ખાયછે. to and fro આમ તેમ in the air હવામાં, but still પણ તોપણ the bird sings on તે પક્ષી ગાયાજ કરેછે.

It does not fear તે બીતું નથી, that કે it will fall down તે પડી જશે for કારણ કે it knows તે જાણેછે it has wings (કે) તેને પાંખોછે.

Sing ગા, bird પક્ષી sing a song એક ગીત ગા to me મારી આગળ. One there is એકજ (પુરૂષ) છે who cares for thee જે તારી સંભાળ લેછે. Day by day દર રોજ His strong right arm તેનો જમણો મજબૂત હાથ keeps both બેઉને સંભાળેછે thee and me તને અને મને from harm દુઃખમાંથી.

———:o:———

## THE OLD MAN AND THE DOG.

### બુઢો માણસ અને કુતરો.

Poor, a. (પૂઅર) ગરીબ, રાંક. | Side, n. (સાઈડ) બાજુ.
Old, a. (ઓલ્ડ) બુઢો, ઘરડો. | Road, n. (રોડ) રસ્તો, માર્ગ.

Long, a. (લૉંગ) લાંબી.
Way, n. (ઉવે) મંજલ.
Now, ad. (નાઉ) હમણા.
Wants, v. (ઉવૉન્ટ્સ) ગરજછે.
Rest, n. (રેસ્ટ) આરામ. આસાએશ.
Food, n. (ફુડ) ખોરાક.
Waits, v. (ઉવેટ્સ) ખોટી રહેછે.
Share, n. (શેર) ભાગ. પાંતી.
Come, v. (કમ) આવવું.
Man, n. (મૅન) માણસ.
Bread, n. (બ્રેડ) રોટલી, ભાકરી.
Meat, n. (મીટ) માંસ.
Bag, n. (બૅગ) કોથળી, ઝોળી.
Bit, n. (બીટ) કકડો.
Once, ad. (ઉવન્સ) એક વખત.
Had, v. (હૅડ) હતો.
Son, n. (સન) છોકરો.
Is dead, v. (ઈઝ ડેડ) મરી ગયોછે.
Kind, a. (કાઈન્ડ) માયાળૂ, દયાળૂ.
Says, v. (સેઝ) કહેછે.
As long as. (ઍઝ લૉંગ એઝ) જયાં સુધી.
Get, v. (ગેટ) મેળવવું.
Ask, v. (આસ્ક) પુછવું.
Bring, v. (બ્રીંગ) લાવવું.
Warm, a. (ઉવૉર્મ) ગરમ.
Fire, n. (ફાયર) તાપણી, સગડી.
Rest, v. (રેસ્ટ) આરામ લેવો, આશાએસ લેવો.

Look જુવો at that poor old man પેલા ગરીબ બુઢા માણસ તરફ He sits તે બેઠોછે at the tree તે ઝાડ પાસે by the side બાજુએ of the road રસ્તાની.

He has come તે આવ્યોછે a long way લાંબી મંજલ and now અને હવે he wants તે માગેછે rest and food આરામ તથા ખોરાક.

His dog તેનો કુતરો sits બેઠોછે by his side તેની બાજુમાં and waits અને રાહ જુવેછે for a share ભા-

ગની of the poor man's food તે ગરીબ માણસના ખો-રાકના.

Come આવ, old man ઘરડા માણસ take કાહાડ some bread and meat કંઇક રોટલી અને માંસ, out of your bag તારી ઝોળીમાંથી and eat અને ખા. Then પછી give a bit of meat માંસનો કકડો નાંખ to your poor dog તારા ગરીબ કુતરાને.

The old man તે બુઢા માણસને once એક વખત had a son એક દીકરો હતો and અને this dog આ કુતરો was his તેનો હતો. But પણ the son is dead તે દીકરો મરી ગયોછે, and અને now હાલ the dog lives તે કુતરો રહેછે with the old man તે બુઢા માણસ સાથે.

The old man તે ઘરડો માણસ is kind માયાળુછે to the dog કુતરા ઉપર and says that અને કહેછે કે as long as જ્યાં સુધી he has bread and meat તેને રોટલી તથા માંસ મળસે ત્યાં સુધી the dog shall get its share તે કુતરાને તેનો ભાગ મળસે.

Let us go and ask ચાલો આપણે જઇને કહીએ the old man તે બુઢા માણસને to come in અંદર આ-વવાને Jane will bring him જેન તેને સારૂં લાવસે some કંઇક warm food ગરમ ખાવાનું.

Come in અંદર આવ, old man બુઢા માણસ and અને sit by the fire સગડી પાસે બેસ and rest અને આરામલે.

—0:0—

## MORNING AND NIHGT. સહુવાર અને રાત.

Bright, a. (બ્રાઈટ) પ્રકાશીત. તેજસ્વી.
Sun, n. (સન) સૂર્ય, સૂરજ.
Is up. (ઈઝ અપ) ઉગ્યોછે.
Bees, n. (બીઝ) મધમાખો.
Work, n. (વર્ક) કામ.
Time, n. (ટાઈમ) વખત.
Make haste. (મેકહેસ્ટ) જલદી કરો, ઉતાવળ કરો.
Watch, v. (વૉચ) તપાસવું.
Them, pro. (ધેમ) તેઓને.
Hive, n. (હાઈવ) મધપૂડો
To rise, v. (ટુ રાઈઝ) ઉઠવું.
Kneel, v. (નીલ) ગુંડણીએ પડવું, ઘુંટણ મરડી બેસવું.
Thank, v. (થેંક) ઉપકાર માનવો.
God, n. (ગૉડ) ઈશ્વર, પરમેશ્વર
Has kept, v. (હેઝ કેપ્ટ) સંભાળ લીધીછે.
Bless, v. (બ્લેસ) સુખ આપવું, આશીરવાદ દેવો.
Safe, a. (સેફ) સલામત.
Is down. (ઈઝ ડાઉન) આસ્ત પામ્યોછે.

Red, a. (રેડ) રાતુ.
Sky, n. (સ્કાઈ) આકાશ.
West n. (વેસ્ટ) પશ્ચિમ.
Soon, ad. (સુન) જલદી.
Dark, a. (ડાર્ક) અંધારૂં.
Hides, v. (હાઈડઝ) સંતાડેછે, છુપાવેછે.
Head, n. (હેડ) માથુ.
Too, ad. (ટુ) વળી.
Each one. (ઇચવન) દરેક જણ.
Bed, n. (બેડ) બીછાનુ, પથારી.
Pray, v. (પ્રે) પ્રાર્થના કરવી, બંદગી કરવી.
Love, n. (લવ) પ્યાર.
Care, n. (કેર) સંભાળ, જતન
Through night. (થ્રુનાઈટ) રાત્રે.
Light, n. (લાઈટ) રોશની, દિવસ.
While, ad. (વાઈલ) જયારે.
Sleep, v. (સ્લીપ) ઊંઘવું.
Watch, n. (વૉચ) સભાળ, જતન.

See જુવો how bright it is કેટલું અજવાળું પડ્યુંછે. The sun સુરજ is up ઉગ્યોછે. the birds are up પક્ષીઓ ઉઠયાછે. Hark ! સાંભળો ! Do you hear ? તમે સાંભળોછો ? them sing તેમને ગાતાં.

The bees મધમાખીઓ are at work કામે લાગીઓછે. They have been up તેઓ ઉઠયાછે a long time ઘણા વખતના.

Make haste ઉતાવળ કરો that we may go કે આપણે જઇએ and અને watch them તેમને તપાસીએ near the hive મધપૂડા નજદીક.

It is good સારૂંછે for you and for me તમારે અને મારે વાસ્તે to rise with the sun સુરજ ભેગાં ઉઠવું, and the birds અને પક્ષીઓ સાથે, and the bees અને મધમાખીઓ સાથે. ( એટલે સુરજ ઉગેછે અને પક્ષિઓ તથા મધમાખીઓ ઉઠેછે ત્યારે તમારે અને મારે ઉઠવું સારૂંછે. )

Now હવે kneel down ગુંટણ મરડી બેસો and અને thank God ઇશ્વરનો ઉપકાર માનો that કે He has kept you તેણે તમારી સંભાળ લીધીછે all through the night આખી રાત.

Ask him તેની પાસે માગો કે to bless you તમને સુખી રાખે and keep you safe અને તમને સલામત રાખે all day long આખો દહાડો.

See જુવો, now, હવે the sun is down સુરજ અસ્ત પામ્યોછે. Look જુવો how red કેટલું રાતું the sky is આકાશ લાગ્યુંછે in the west પશ્ચિમમાં It will soon be dark અંધારૂં જલદી પડશે.

The birds પક્ષિઓ are at rest આરામ લેછે in

the trees ઝાડોમાં see જુવો, how કેવાં each one દરેક પક્ષિ hides its head પોતાનું માથું સંતાડેછે in its wing પોતાની પાંખમાં It is time વખત થયોછે, too વળી, for you તમારે વાસ્તે to say good night રાતની સલામ કરવાનો and to go to bed અને બિછાને જવાનો But પણ do not go જતાના to rest આરામ લેવા till જ્યાં તલક, you have knelt down તમે ગુંટણીએ પડો to pray to God પરમેશ્વરની પ્રાર્થના કરવાને and અને to thank him તેનો ઉપકાર માનવાને for all his love and care તેના સઘળો પ્યાર અને સંભાળ માટે.

Ask him તેની પાસે. માગો to watch you તમારી સંભાળ લેવાને in the night રાત્રે He sees you તે તમને જનજોવેછે, and will keep you safe અને તમને સલામત રાખશે from harm સંકટમાંથી.

I will not fear હું બીહીશ નહી for God is near કારણ કે ઇશ્વર પાસેજ છે, through the dark night અંધારી રાત્રે (બી) as in the light જેમ દિવસેછે તેમજ and અને while જ્યારે I sleep ઊંઘુંછું safe watch will keep ત્યારે સંભાળથી ચોકી કરશે, Why should I fear મારે શા માટે ડરવું જોઇએ when જ્યારે God is near ઇશ્વર પાસેજછે ત્યારે.

———0:0———

## THE PET BIRD. વ્હાલું પક્ષી.

| | |
|---|---|
| Pet, a. (પેટ) વહાલું, માનીતુ. | Tame, a. (ટેમ) હળી ગયેલુ પાળેલું. |
| Kept, v. (કેપ્ટ) રાખ્યું. | |
| Cage, n. (કેજ) પાંજરૂ. | |

To be fed, v. ( ટુબી ફૅડ ) ખાવાને.
Hand, n. (હૅન્ડ) હાથ.
Now and then. (નાઉ ઍન્ડ ધૅન) વારંવાર.
Let out. (લેટ આઉટ) બાહાર કાઢવું.
Top, n. (ટૉપ) મથાળું, ટોચ.
Round, a.(રાઉન્ડ) આસપાસ
Fly, v. (ફ્લાઇ) ઉડવું.
Room, n. (રૂમ) ઓરડો.
Liked best (લાઇક્ડ બેસ્ટ) ઘણું પસંદ હતું.
(To) feed, v. (ફીડ) ખવડાવવાને.
No one. (નો વન) કોઇને નહી
Else. (એલ્સ) બીજું.
But, pre. (બટ) સિવાય.
Aunt, n. (આન્ટ) કાકી.
Sent, v. (સૅન્ટ) મોકલ્યો.
Box, n. (બૉક્સ) પેટી.
New, a. (ન્યુ) નવાં.
Toys, n. (ટૉયઝ) રમકડાં.
(Was) pleased, v. (પ્લીઝડ) ખુશી થઇ.
Played, v. (પ્લેડ) રમ્યા કીધું
All day. (ઑલડે) આખો દહાડો.
Next, a. (નેક્સ્ટ) બીજે.
Friend, n. (ફ્રેન્ડ) સ્નેહી, રફિક. સાહેલી.
(To) see, v. (સી) મળવાને.
Once more. (વન્સમોર) એકવાર ફરીથી.
Got, v. (ગૉટ) મેળવ્યો.
Food, n. (ફુડ) ખોરાક.
Third, a. (થર્ડ) ત્રીજે.
Care, v ( કેર) દરકાર કરવી.
So much. (સોમચ્છ) એટલી બધી.
Nice, a. ( નાઇસ) ગજેના, સુંદર.
Seed, n. (સીડ) બી, બીજ.
(To) give, v. (ગીવ) આપવું
Lay, v. (લે) પડયું.
Dead, a. (ડેડ) મુવેલું, મરણ પામેલું.
Died, v. (ડાઇડ) મરી ગયું.
Want, a. ( વૉન્ટ ) તંગી, તંગાસ.
Pain, n. (પેન) દુઃખ, પીડા.
Felt, v. ( ફેલ્ટ ) લાગ્યું.

| | |
|---|---|
| Keep in mind. ( કીપ ઈન માઇન્ડ) યાદ રાખવું, ધ્યાનમાં રાખવું. | Tale, n. (ટેલ ) વાત. |
| | Kind, a. (કાઇન્ડ) માયાળુ, દયાળુ. |
| Sad, a (સૅડ) દલગીરીથી ભરેલી. | Pets, n (પૅટસ) લાડકાં, વ્હાલાં. |

Jane had a bird જેન પાસે પક્ષિ હતું that જેને she kept તેણી રાખતી હતી in a cage એક પાંજરાંમાં.

It was તે હતું so tame એટલું હળી ગયેલું that કે it would come તે આવતું હતું to be fed ખાવા from her hand તેણીના હાથમાંથી.

Now and then વારંવાર she would let it out તે તેને બાહાર કાડતી હતી, and અને it would sit તે બેસતું હતું on the top મથાળે of the cage પાંજરાંને or અથવા fly ઉડતું round the room ઓરડાની આસપાસ.

As she liked best તેણીને ઘણું ગમતું હતું to feed it તેને ખવાડવા no one else કોઈ બીજું નહીં, fed the bird તે પક્ષિને ખવાડતું but her તેણી સિવાય.

One day એક દહાડે her aunt તેણીની કાકીએ sent her તેણીને માટે મોકલ્યો a box દાબડો of new toys નવા રમકડાંનો. She was so pleased with them તેથી તે એટલીતો ખુશી થઇ that કે she played all day તેણીએ આખો દહાડો રમ્યા કીધુ with them તેમને લઇને That day તે દહાડે Jane did not feed her જેને ખવાડયું નહીં her bird પોતાના પક્ષિને.

Next day બીજે દહાડે a friend came એક સાહેલી આવી to see મળવાને Jane જેનને and અને once more એકવાર ફરીથી the poor bird તે ગરીબ પક્ષિને got no food ખોરાક મળ્યો નહીં.

Jane and her friend જેન અને તેની સાહેલીએ played all day આખો દહાડો રમ્યા કીધું with the box દાબડા સાથે of toys રમકડાંના.

On the third day ત્રીજે દહાડે Jane did not care જેને દરકાર કીધી નહી so much એટલી બધી for the toys રમકડાની and અને she went once more to play તે ફરીથી એકવાર રમવા ગઈ with her bird તેણીના પક્ષિ સાથે She went up તેણી ગઈ to the cage પાંજરા પાસે with some nice seed થોડાં મજાના બી લ-ઇને to give it to it તેને ખવાડવા.

But પણ the poor bird lay dead તે બીચારૂં પ-ક્ષી મુવેલું પડેલું હતું in the cage પાંજરામાં for want of food ખોરાક નહી મળવાને લીધે.

Oh અરે what pain કેટલું દુઃખ it must have felt તેણે ખમ્યું હશે !

Boys and girls છોકરા અને છોકરીઓ keep this sad tale આ દલગીરી ભરેલી વાત રાખજો in your minds તમારાં ધ્યાનમાં and be kind અને માયાળુ રેહેજો to your pets તમારાં વાહાલાં પ્રાણીઓ ઉપર.

---:o:---

## THE BIRD IN THE WOODS.

## જંગલ માહેલું પક્ષી.

| | |
|---|---|
| Be shut, v. (બીશટ) બંધ થવું, ઘેરાવું. | Love best. (લવ બેસ્ટ) ઘણું ગમે છે. |
| | Woods, n. (ઉડઝ) જંગલો. |
| Gold, n. (ગોલ્ડ) સોનુ. | (To) sing, v. (સીંગ) ગાવું. |

I would not મને ગમતું નથી in a cage પાંજરાંમાં be shut બંધ થવા though જો કે it of gold should be તે સોનાનું બનાવેલું હોય; I love best મને ઘણું ગમેછે in the woods જંગલમાં to sing ગાવા and અને fly ઉડવા from tree to tree ઝાડે ઝાડ.

——:o:——

## LITTLE PUSSY. નાહાની બીલાડી.

Coat, n. (કોટ) વાળની આમડી, શરીરનું ઢાંકણ.
Warm, a. (વૉર્મ) ગરમ, હુંફાલી.
Hurt, v. (હર્ટ) ઇજા કરવી, દુઃખ દેવું.
Harm, n. (હાર્મ) નુકસાન.
Pull, v. (પુલ) ખેંચવું.
Drive, v. (ડ્રાઇવ) હાંકી કાઢવું
Away, ad. (અવે) બહાર.
Gently, ad. (જેન્ટલી) નરમાસથી, ધીમેથી.
Because, conj. (બીકૉઝ) કારણ કે.

I love little pussy હું નાની બિલાડીને ચાહુંછુ her coat તેણીની વાળની આમડી is so warm બહુ હુંફાલીછે, and if અને જો I don't hurt her હું તેણીને દુઃખ દઇશ નહીતો she તેણી will do me no harm મને ઇજા આપશે નહી So તેટલા માટે I will not pull her tail હું તેણીની પુંછડી ખેંચીશ નહીં nor વળી નહી drive her away તેણીને હાંકી કાહાડીશ But પણ Pussy and I બીલાડીને હું very gently will play ઘણી નરમાસથી રમીશું She will sit તેણી બેશસે by my side મારી સાથે and અને I will give her some food હું તેણીને કાંઇક ખોરાક આપીશ. And અને pussy will love me બીલાડી મને ચાહાશે, because I am good કારણ કે હું ભલોછું.

## MY PUSSY. મ્હારી બીલાડી.

Miss Pussy, n. (મીસ પુસી) બીલાડીનું બચ્ચું.
(Is) drinking, v. (ડ્રિંકિંગ) પીએછે.
Milk, n. (મીલ્ક) દુધ.
Soft, a. (સૉફ્ટ) નરમ.
Glossy, a. (ગ્લૉસી) ચળકતી
Silk, n. (સીલ્ક) રેશમ.
Sips, v. (સીપ્સ) ચાટેછે, સુસવું.
Lap-lap, n. (લૅપ લૅપ) જીભ
Wiping, p. p. (વ્હીપીંગ) લુછીને.
Whiskers, n. (વ્હીસકર્સ) મુછ, મુછના થેભીઆ.
Lies down, v. (લાઈઝ ડાઉન) સુએછે.
Nap, n. (નૅપ) ઊંઘ, ઝોકું.
Kitty, n. (કીટિ) બીલાડીનું બચ્ચુ, કીટિ.
Gentle, a. (જેન્ટલ) ગરીબ.
Right, a. (રાઈટ) ખરેખરી.
Funny, a. (ફની) રમુજી, ગમતી.
Sure, a. (શ્યૉર) ખાતરીથી.
Sofa, n. (સોફા) કોચ.
Table, n. (ટેબલ) મેજ.
Bo-peep, n. (બો પીપ) નાસો ગોસો, ઝાકુક.
Able, a. (એબલ) શક્તિવાન.
Dearly, ad. (ડીઅરલી) પ્યારથી.
Never, ad. (નેવર) કદી નહી.
Happier, a. (હૅપીઅર) વધારે સુખી.
Play-mates, n. (પ્લેમેટસ) સાથે રમનારા, સોબતીઓ.

Oh ઓહો! here અહીંઆ is છે Miss Pussy બિલાડી બાઇ; she is drinking તેણી પીએછે her milk પોતાનું દુધ; her coat તેણીની વાળની ચામડી is છે so soft એટલી નરમ and અને as glossy એટલી ચળકતી, she sips the milk up તે દુધ ચાટેછે with her little lap-lap

પોતાની નાની જીભથી, then પછી wiping her whiskers પોતાની મુછના વાળ સાફ કરી lies down for a nap ઊંઘવાને માટે સોહેછે. My kitty મારી બિલાડી is gentle ગરીબછે she loves me તેણી મને ચાહેછે right well ખરેખરી, how funny કેટલી રમુજી her play is તેણીની રમતછે I am sure મારી ખાતરીછે, I can't tell (કે) હું કહી શકતો નથી. Now ઘડીકમાં under sofa કોચ તલે now ઘડીકમાં under the table ટેબલ તળે, she runs તેણી દોડેછે and plays bo-peep અને નાસો ગોસો રમેછે, as well એટલી ચાલાકીથી as she is able પોતાથી બનેછે. Oh ઓ! dearly પ્યારથી I love her હું તેણીને ચાહુંછું you never did see તમે કદી જોયા નથી two happier play-mates બે વધારે સુખી રમનાર, than kitty and me કીટી અને મને જુવોછો તે કરતાં.

---

## A WEEK AT THE FARM.

### ખેતરમાં કાઢેલું એક અઠવાડીઉં.

Week, n. (ઉવીક) અઠવાડીઉ.
Farm, n. (ફારર્મ) ખેતર.
Back, ad. (બૅક) પાછી.
Much, a. (મચ્છ) ઘણું.
Saw, v. (સૉ) જોયું.
Each, a. (ઇચ) દરેક.
Maid, n. (મેડ) કન્યા, કુમારી, છોડી.
Milk, v. (મિલ્ક) દુધ દોહવું.
Drink, n. (ડ્રિંક) પીવાનું.
Warm, a. (ઉવૉર્મ) ગરમ, હુંફાળું.
Ducks, n. (ડક્સ) બતકીઓ.
Swim, v. (સ્વિમ) તરવું.
Pond, n. (પૉન્ડ) તળાવ.

Throw, v. (થ્રો) નાંખવું, ફેંકવું.
Fine, a. (ફાઇન) સુંદર, રલીઆમણી.
Sight, n. (સાઇટ) દેખાવ.
Helped, v. (હેલ્પડ) મદદ કીધી.
(To) feed, v. (ફીડ) ખવાડવું
Hens, n. (હેન્સ) મરઘીઓ
Fear, n. (ફીઆર) બીક, ધાસતી
Close up, a. (કલોઝ અપ) છેક દુર.
Picked up, v. (પીકડઅપ ઊંચકી લીધું.
Crumbs, n. (ક્રમ્ઝ) કકડા, ટુકડા.
Let fall. (લેટફૉલ) નાંખતી હતી.
Ground, n. (ગ્રાઉન્ડ) જમીન
Grass park. (ગ્રાસ પાર્ક) ઘાસનું મેદાન.
Sheep, n. (શીપ) મેંઢાં.
Snow-white. (સ્નો વ્હાઇટ) બરફ જેવાં સફેદ.
Lambs, n. (લૅમ્બ્ઝ) મેંઢાના બચ્ચાં.
Green, a. (ગ્રીન) લીલું.
First, a. (ફર્સ્ટ) પેહેલી.
Next time. (નૅકસ્ટ ટાઇમ) બીજીવાર.

Jane has been for a week જેન એક અઠવાડીઊં રહી હતી at the farm ખેતરમા where જયાં her aunt lives તેણીની કાકી રહેછે. Now હમણા she has come back તે પાછી આવીછે; and અને she has much to tell તેણીને ઘણુ કેહેવાનુછે of what she saw જે તેણીએ જોયું તે વિષે.

Every day દર રોજ she went to see તેણી જોવાને જતી હતી the maid છોકરીને milk the cows ગાયોનું દુધ દોહતાં and અને the maid gave her to drink તે છોકરી તેણીને પીવાનુ આપતી of the nice warm milk, તે તાજાં દુધમાંથી.

She saw the ducks તેણીએ બતકો દીઠાં હતાં swim in the ponds તળાવમાં તરતાં; and અને she used to throw તેણી નાંખતી હતી bits of bread રોટલીના ટુકડા to them તેમને.

It was તે હતો a fine sight અચ્છો દેખાવ for Jane જેનને to see જોવાને how fast કેટલી ઝડપથી they would swim તેઓ તરતાં હતાં to get the bread તે રોટલી મેળવવા.

Each day દર રોજ too વળી Jane જેન went with her aunt તેણીની કાકી સાથે જતી હતી and અને helped her તેણીને મદદ કરતી હતી to feed the hens મરઘીઓને ચારો ખવાડવા.

The hens had no fear મરઘીઓને બીહીક ન હતી. They came તેઓ આવતી હતી close up છેક નજદીક to her તેણીની and અને picked up the crumbs કકડા ઊચકી લેતી હતી as fast as she let them fall તરતજ ઝડપથી જેવી તેણી નાંખતી હતી કે on the ground જમીન ઉપર.

She went તે ગઈ to the grass park ઘાસના મેદાનમાં too વળી and there અને ત્યાં she saw તેણીએ દીઠાં હતાં the sheep and the snow-white lambs ઘેટાઓ તથા બરફ જેવાં સફેદ મેંઢાનાં બચ્ચાં as they played on the soft green grass જ્યારે તેઓ નરમ લીલાં ઘાસ ઉપર રમતાં હતાં ત્યારે.

It was the first time આ પહેલીજવાર હતું Jane જેન had been at the farm ખેતરમાં ગઈ હતી. Next time she goes બીજીવાર તેણી જશે ત્યારે Tom and

Fred ફ્રેડ અને ફ્રેડ are to go with her તેણીની સાથ જનારછે.

---

## THE OWL. ઘુવડ.

Owl, n. (આઉલ) ઘુવડ.
Is called, v. (ઇઝ કાલ્ડ) કેહેવાયછે.
Light, n. (લાઇટ) રોશની.
Too strong. (ટુ સ્ટ્રોંગ) ઘણીજ, ન ખમાય એવી.
Too bright. (ટુ બ્રાઇટ) ઘણીજ તેજવાળી.
Hid, p. p. (હિડ) છુપાયલું, સંતાયલું.
Hole, n. (હોલ) નાકું, દર.
Out of sight (આઉટ ઑફ સાઇટ) દેખાય નહીં તેમ.
Comes out, v. (કમ્સ આઉટ) બાહેર આવેછે.
Round and round. (રાઉન્ડ ઍન્ડ રાઉન્ડ) ગોળ ચક્કર.
Search, n. (સર્ચ) શોધ.
Noise, n. (નૉઇઝ) ઘોંઘાટ.
Quite, ad. (ક્વાઇટ) તદન.
Know, v. (નો) જાણેછે, ઓળખેછે.
Find out, v. (ફાઇન્ડ આઉટ) શોધી કાઢવું.
By day. (બાઇડે) દિવસે.
Peck at, v. (પેક ઍટ) ચાંચથી ટુંપવું.
Might, n. (માઇટ) જોર.
Half, a. (હાફ) અર્ધો.
Blind, a. (બ્લાઇન્ડ) આંધળો
Fight, v. (ફાઇટ) લડવું.

The owl ઘુવડ is called કેહેવાયછે the bird of night રાતનું પક્ષિ.

The light of day દહાડાની રોશની is છે too strong ઘણીજ સખત and અને too bright અને ન ખમાય એવા સખત તેજ વાળી for his eyes તેની આંખો સારૂ.

So તેટલા માટે he sits તે બેસી રહેછે all day long આખો દહાડો hid છુપાઇને in a tree એક ઝાડમાં or અથવા in a hole એક દરમાં of a wall દીવાલના out of sight ન દેખાય તેમ.

As soon as જેવી it is night રાત પડેછે કે he comes out તે બાહેર નીકળેછે and અને flies round and round ગોળ ચક્કર ફર્યા કરેછે in search શોધમાં of mice ઉંદરોની, or અથવા small birds નાના પક્ષિઓની.

When જ્યારે he flies તે ઉડેછે his wings તેની પાંખો do not make a noise અવાજ કરતી નથી. So તેટલા માટે the mice and birds ઉંદરો તથા પક્ષિઓ do not hear him તેને સાંભળી શકતા નથી till જ્યાં સુધી he is quite near તે છેક નજદીક આવે.

The birds know him well પક્ષિઓ તેને સારી પેઠે ઓળખેછે and અને are in great fear બહુ ધાસ્તી રાખેછે for him તેની.

When જ્યારે they find him out તેઓ તેને શોધી કાડેછે by day દીવસે they come ત્યારે તેઓ આવેછે and અને peck at him તેને ચાંચે ચાંચે ટુંપેછે with all their might પોતાના સઘળા બળથી.

He is then તે તે વખતે હોયછે half blind અર્ધું આંધળું and અને he does not see તે જોઈ શકતું નથી how to fight કેમ લડવું તે with them તેમની સાથે Look જુવો how કેવાં they peck at him તેઓ તેને ચાંચે ચાંચે ટુંપેછે. Poor owl! બિચારૂં ઘુવડ ! fly back to your hole તારા દરમાં પાછું ઉડી જા, as fast as you can તારાથી જેટલી બને તેટલી ઝડપથી.

# THE PET GOAT. વ્હાલો બકરો.

Goat, n. (ગોટ) બકરો.
Long, a. (લૉંગ) લાંબી.
Beard, n. (બીઅર્ડ) દહાડી.
Horns, n. (હૉર્ન્સ) શીંગડાં.
Would call, v. (વુડકૉલ) બોલાવતી હતી.
Look up, v. (લુક અપ) ઊંચે જોવું.
Face, n. (ફેસ) મ્હોડું, મુખ
(To) thank, v. (થૅંક) ઉપકાર માનવો.
Had brought, (હૅડ બ્રૉટ) લાવી હતી.
Work, n. (વર્ક) કામ.
Mind, n. (માઇન્ડ). ધ્યાન; મન.
Will find, v. (વીલ ફાઇન્ડ) માલમ પડશે.
Will learn. (વીલ લર્ન) શીખશે.
Soon, ad. (સુન) જલદીથી, ઝડપથી.
Wins, v. (વિન્સ) જીતેછે.
Love, n. (લવ) પ્યાર, હેત.

Ann had a pet goat એન પાસે એક વાહાલો બકરો હતો. It had તેને હતી a long beard એક લાંબી દાહાડી and long horns અને લાંબા શીંગડા. Ann liked to feed the goat એનને બકરાને ખવાડવાનું ગમતું હતું.

Nan, Nan નેન નેન કરીને she would call તે તેને બોલાવતી હતી, and અને at once તરત the goat would come to her તે બકરો તેણીની પાસે આવતો હતો.

It would look up તે ઊંચે જોતો હતો in her face તેણીના મોહોડા તરફ as if જાણે કે to thank her તેણીનો પાડ માનવા for the good food સારા ખોરાકને માટે she had brought તે લાવી હતી to it તેને સારૂં.

When જ્યારે Ann had no work to do એનને કાંઇ કામ ન હતું in the house ઘરમાં she would go

out ત્યારે તે બાહેર જતી હતી and અને play રમતી હતી with the goat બકરા સાથે.

The goat liked to play with Ann બકરાએ એન સાથ રમવાનું પસંદ કીધું. It would go તે જતો હતો to her તેણીની પાસ when અને it would go to no one else તે કોઇ બીજાની પાસ નહી જતો હતો.

The goat knew તે બકરો જાણતો હતો who was kind કોણ માયા રાખતું હતું to it તેના ઉપર.

Keep રાખજો this in mind આ ધ્યાનમાં, boy and girls છોકરા અને છોકરીઓ. Be kind to your pets તમારાં વાહાલા પ્રાણીઓ ઉપર માયા રાખજો and અને you will find તમને માલમ પડશે that કે they will soon learn તેઓ જલદી શીખશે to love you તમને વાહાલા. Love wins love પ્યાર પ્યારને જીતેછે.

———:o:———

## THE STORM. તોફાન.

Wild, a. (વાઇલ્ડ) જંગલી, જબરૂં.
Storm, n. (સ્ટૉર્મ) તોફાન.
Ship, n. (શિપ) વહાણ.
Wreck, n. (રૅક) ભાંગેલું વહાણ.
Men, n. (મૅન) માણસો.
Cling, v. (ક્લિંગ) વળગવું.
Mast, n. ( માસ્ટ ) વહાણનો ડોળ અથવા કુવો.
Life-boat, n. (લાઇફ્ બોટ) ડુબતાં માણસોને કાઢવાનો મછવો.
Save, v. (સેવ) બચાવવું, રક્ષણ કરવું.
(To) reach, v. (રીચ) પોહોંચવું.
Shore, n. (શોર) કિનારો.

Row, v. (રો) હલેસાં મારવાં.
Lives, n. (લાઈવ્ઝ) જીંદગાની
Seems, v. (સીમ્સ) દેખાયછે, જણાયછે.
Sink, v. (સીંક) ડુબવું.
Waves, n. (વેવ્ઝ) મોજાં.
Top, n. (ટૉપ) મથાળુ, ટોચ.
Pull, v. (પુલ) ખેંચવું, હલેસાં મારવાં.
At last. (ઍટલાસ્ટ) છેવટે, અંતે.
Kneel down, v. (નીલ ડાઉન) ધુંટણ મરડીને બેસવું.

There has been થયુંછે a wild storm જબરૂં તોફાન, and અને the good ship is a wreck સારૂં વાહાણ ભાંગુછે.

Do you see ? તમે જુવોછો ? how the men cling માણસો કેવાં વળગેછે to the mast ડોલને of the ship વાહાણના.

The life-boat has been sent out ડુબતા માણસોને કાહાડવાનો મછવો મોકલ્યોછે to save them તેમને બચાવવાને and અને some of them તેઓમાંના કેટલાક are છે in it તેમાં They try તેઓ યત્ન કરેછે to reach the shore કિનારે પોહોંચવા. Row હાંકો men માણસો, row for your lives તમારા જાન બચાવવા માટે હલેસાં મારી હાંકો.

See જુવો the boat seems મછવો દેખાયછે to sink in the waves મોજા તળે ડુબતો. Down નીચે down it goes તે ડુબેછે. Oh અરે! the poor men બીચારાં માણસો!

But see પણ જુવો there it is once more તે ત્યાં પાછો આવ્યોછે. It is on the top તે મથાળે આવ્યોછે

of a wave એક મોજાને. Now હવે it comes near the shore તે કિનારા પાસે આવેછે. Pull હલ્લેસાં મારો, men pull માણસો હલ્લેસાં મારો.

Here અહીઆ it comes તે આવેછે. The boat is on the shore તે મછવો કીનારે આવ્યોછે, and અને men are safe માણસો સલામતછે.

The boat goes out મછવો જાયછે once more એકવાર ફરીથી to the wreck ભાગેલા વાહાણ આગળ. And અને at last છેવટે all the poor men બીચારા સઘળા માણસો are saved બચ્યાંછે.

Kneel down ઘુંટણ મરડીને બેસો, men માણસો and અને thank God ઇશ્વરનો ઉપકાર માનો, who has saved you in the storm જેણે તમને તોફાનમાં બચાવ્યાછે.

——oo——

## ON INSTINCT. પ્રેરણા બુદ્ધી વિષે.

Instinct, n. (ઇનસ્ટિંક્ટ) પ્રેરણા બુદ્ધી.
Taught, v. (ટૉટ) શિખવ્યું.
Build, v. (બીલ્ડ) બાંધવું.
Nest, n. (નેસ્ટ) માળો.
Wool, n. (ઉલ) ઉન.
Hay, n. (હે) સુકું ઘાસ.
Moss, n. (મૉસ) લીલ.
Weave, v. (ઉવીવ) વણવું.
Lay, v, (લે) મુકવું.
Twigs, n. (ત્વિગ્ઝ) ડાંખળીઓ.
Across, ad. (ઍક્રૉસ) આડા અવળાં.
Busy, a. (બીઝી) ઉદ્યોગી.
Bee, n. (બી) મધમાખ.
Sweetest, a. (સ્વીટેસ્ટ) સૌથી મીઠાં.
Flowers, n. (ફ્લાવર્સ) ફુલો.
Store, n. (સ્ટોર) જથ્થો.

Lay by, v. (લેઆઈ) એકઠું કરવું, સંધરો કરવો.
Honey, n. (હની) મધ.
Winter, v. (વિન્ટર) શીયાળો
Hour, n. (અવર) કલાક.
Ants, n. (આન્ટસ) કીડીઓ
Way, n. (વે) રીત.
Narrow, a. (નૅરો) સાંકડું.
Holes, n. (હોલ્સ) કાણાં, બાકાં.
Bore, v. (બોર) કાણું પાડવું
Through, pre. (થ્રુ) માં.
Pleasant, a. (પ્લેઝન્ટ) ખુશનીમાં.
Summer, n. (સમર) ઉનાળો.
Gather up, v. (ગૅધર અપ) એકઠું કરવું.
Skill, n. (સ્કીલ) બુદ્ધી, ચાલાકી.
Teaches, v. (ટીચીસ) શીખવેછે.
Children, n. (ચીલડ્રન) છોકરાં.
Holy, a. (હોલી) પાક, પવીત્ર.
Pray, v. (પ્રે) બંદગી કરવી, સ્તુતી કરવી.
Will, n. (વીલ) મરજી, ઈચ્છા

Who taught કોણે શીખવ્યું the bird પક્ષીને to build her nest તેનો માળો બાંધતા, of wool ઉનનો, and અને hay સુકા ઘાસનો and moss અને લીલનો? Who taught her કોણે તેણીને શીખવ્યું? how to weave it best તે ઉત્તમ રીતે કેમ વણવા and lay the twigs across અને ડાંખલીઓને આડી અવળી મુકવા.

Who taught કોણે શીખવી the busy bee ઉદ્યોગી મધમાખને to fly ઉડવા amongst the sweetest flowers સૌથી મીઠાં ફુલોની વચ્ચે, and અને lay her store by તેણીનો જથ્થો એકઠો કરવા of honey મધનો- to eat ખાવા in winter hours શીયાળાના દીવસોના કલાકમાં.

Who taught કોણે શીખવ્યું the little ants નાની કીડીઓને the way રીત their narrow holes તેઓના સાંકડા દરો to bore પાડવાની and અને through the pleasant summer day ખુશનુમાં ઉનાળાના દિવસમાં to gather up their store તેમના ખોરાકનો જથ્થો ભરી રાખવાની.

'T was God તે ઇશ્વર હતો who taught them all the way જેણે તેમને સઘળી રીત શીખવી and અને gave their little skill તેમની નાની બુદ્ધી બક્ષી and અને teaches children. છોકરાઓને શીખવેછે, when they pray જ્યારે તેઓ પ્રાર્થના કરેછે ત્યારે to do બજાવવા his holy will તેની પવિત્ર મરજી.

——:o:——

## THE GREAT JUMP. મોટો કુદકો.

Twins, n. (ટ્વિન્સ) જોડે જણેલાં બાળકાં.
Means, v. (મીન્સ) એનો અર્થ એછે.
Same, a. (સેમ) એકજ.
Age, n. (એજ) ઉમર, વય.
Tall, a. (ટૉલ) ઉંચો.
Thought, v. (થૉટ) વિચાર્યું.
Learned, v. (લર્ન્ડ) શીખી.
Jump, v. (જમ્પ) કુદવું.
Step, n. (સ્ટેપ) પગથીયું, પગલું.
Stair, n. (સ્ટેર) દાદર.
At a time. (ઍટ આ ટાઇમ) એક વખત.
Held, v. (હેલ્ડ) પકડયું.
Rail, n. (રેલ) કટેરો.
Proud, a. ( પ્રાઉડ ) મગરૂર, ગર્વિષ્ટ, લાહેરી.
Year, n. (ઇઅર) વર્ષ.
Big, a. (બીગ) મોટો.
Boy, n. (બૉય) છોકરો.

Fit, a. (ફીટ) યોગ્ય, લાયક.
School, n. (સ્કુલ) નિશાળ.
Talk, v. (ટૉક) વાત કરવી.
Boast, v (બોસ્ટ) મગરૂર થવું, ફીસીઆરી કરવી.
Things, n. (થીંગ્સ) વાત, બાબતો.
Wise, a. (ઉવાઇઝ) ડાહયો, શાણો.
A great way. (એ ગ્રેટવે) ઘણે લાંબે, ઘણે દુર.
Wait, v, (ઉવેટ) થોભવું, ઓટી રેહેવું.
Just now. (જસ્ટનાઉ) હમણાજ.
How, ad. (હાઉ) કેવી રીતે.

Ben and May were twins બેન અને મે જોડે જણેલા બચ્ચાં હતાં, that means એટલે that they were કે તેઓ હતાં of the same age એકજ ઉમરના May was not so tall મે એટલી ઉંચી ન હતી as Ben was જેટલો બેન ઉંચો હતો and અને she was not તે ન હતી so strong એટલી જોરાવર, but પણ May thought more મે વધુ વિચાર કરતી હતી learned more વધુ શીખતી હતી and અને did more અને વધુ કરતી હતી than Ben બેનના કરતાં.

Ben could jump down બેન કુદી શકતો હતો one step એક પગથીઉં of the stair દાદરનું at a time એકી વખતે When જ્યારે he held તે પકડતો હતો by the top મથાળેથી of the rail કઠેરાને he could jump ત્યારે તે કુદી શકતો two steps બે પગથીઆં at a time એકી વખતે Ben was proud બેન લાહેરી કરતો હતો that કે he could jump more તે વધુ કુદી શકતો હતો than May could મે કુદી શકતી હતી તેના કરતાં.

When જ્યારે Ben and May બેન અને મે were

just four years old ચાર વર્ષનાં થયાં ત્યારે, Ben thought બેને વિચાર્યું that કે he would soon be તે જલદી થશે a big boy એક મોટો છોકરો, fit for school નિશાળે જ-વા લાયક. He loved to talk તે વાત કરવા ચાહતો હતો and અને he loved to boast તે ફિસિઆરી કરવા. ચા-હતો હતો and so અને તેથી Ben said things બેન એ-વી એવી વાતો બોલતો હતો which જેવી વાત no wise boy કોઈ પણ ડાહ્યો છોકરો નહીં would have said બોલે.

"I can jump હું કુદી શકુછું—I can jump હું કુદી શકુંછું a great way ઘણે ઉંચે"! cried Ben બેન બોલી ઉઠયો Now that હવે જ્યારે I am four years old હું ચાર વર્ષનો થયોછું I can jump down હું કુદી શકુંછું four steps ચાર પગથીઆં at a time એકી વ-ખતે and અને not hold at all ધરતો પણ નથી by the top ગથાલેથી of the rail કટેરાને.

"Oh no અરે નહીં, dear Ben પ્યારા બેન" said May મે બોલી "we must not try આપણે કોશેશ ન કરવી such a great jump એવડો મોટો કુદકો મારવાની as that આના જેટલો. We must wait આપણે થોભવું જોઈએ, till we are tall and strong આપણે મોટાં અને જોરા-વર થઈએ ત્યાં સુધી." For કારણ કે May was too wise to boast મે એટલીતો ડાહી હતી કે અભિમાન નહી કરતી હતી.

"I can jump four steps હું ચાર પગથીઆં કુદી શકુંછું, at a time એકા વખતે I am sure મારી ખાતરીછે that I can કે હું કુદી શકાશ!" cried proud Ben મગરૂર બેન બોલ્યો. "I can do much more હું ઘણું વધારે કરી શકીશ than you can તું કરી શકે તે કરતાં,

for કારણ કે you are તું છે but a girl માત્ર છોકરી and અને I am a boy હું છોકરો છું—a big strong boy મોટો જોરાવર છોકરો just look now હમણાંજ જો how I can jump હું કેવો કુદું છું.

———o:0:o———

Ran up, v. (રૅનઅપ) ઉપર ચઢયો.
High, a. (હાઇ) ઉંચે.
Place, n. (પ્લેસ) જગા.
Smile, n. (સ્માઇલ) ગાલમાં હસવું.
Cried, v. (ક્રાઇડ) બુમ પાડી.
Think, v. (થિંક) વિચારવું, ધારવું.
Nose, n. (નોઝ) નાક.
Feet, n. (ફીટ) પગો.
Was hurt, v. (વૉઝ હર્ટ) ઇજા થઈ.
Bled, v. (બ્લેડ) લોહી નીકળ્યું
Roared, v. (રોર્ડ) બુમ પાડી.
Pain, n. (પેન) દુઃખ, દરદ.
Bull, n. (બુલ) ગોધો, આખલો.
Heard, v. (હર્ડ) સાંભળયું.
Through, pre. (થ્રુ) માંથી.
Doors, n, (ડોર્સ) બારણા.
Washed, v. (વૉશ્ડ) ધોયું.
Bound up, (બાઉન્ડ અપ) પાટો બાંધ્યો.
Put, v. (પુટ) મુકયું.
Oil, n. (ઑઇલ) તેલ.
Pear,, n. (પીઆર) પેર, જમરૂખ.
Comb, n. (કોમ્બ) ગાજર, કલગી.
Hope, v. (હોપ) આશા રાખવી.
Sense, n. (સેન્સ) અક્કલ, બુધ્ધિ.
Grief, n. (ગ્રીફ) દલગીરી, પશ્ચાતાપ.
Brags, v. (બ્રૅગ્સ) પતરાજી કરેછે, ફીસીઆરી કરેછે.

Ben ran up બેન ઉપર ચઢયો the four steps ચાર પગથીઆં, and અને looked down અને નિચે જોયું

from the high place ઊંચી જગા ઉપરથી on May મેગમ with a smile હસીને just look હવે જો how I jump હું કેમ કુદછું, he cried once more તે ખીજી વેળા બોલ્યો.

Bem jumped down બેન નિચે કુદયો the four steps ચાર પગથીઆં but પણ as you may think તમે ધારો તેમ he came down તે નીચે પડયો on his nose પોતાના નાક ઉપર and અને not on his feet પોતાના પગ પર નહીં. Oh અરે how his nose was hurt કેવી તેના નાકને ઈજા થઈ! how fast કેટલું જોસથી it bled તેમાંથી લોહી નીકળવા લાગું.

Poor Ben roared બીચારા બેને બુમ પાડી with the pain દુઃખવાથી. He roared તેણે બુમ પાડી loud મોટેથી He roared તેણે બુમ પાડી like a bull ગોધાની માફક. May ran મે દોડી to help him up તેને મદદ કરવા and અને so એમજ did aunt Jane જેન કાકી પણ મદદે આવી, who had heard જેણે સાંભળી હતી his loud roar તેની મોટી બુમ though she was in her own room જોકે તે તેણીના પોતાના ઓરડામાં હતી with her door shut પોતાના બંધ બારણે She could have heard him તેણીએ તેને સાંભળ્યો હતે through two or three doors બે ત્રણ બારણાંમાંથી.

Aunt Jane જેન કાકીએ washed ધોયું Ben's બેનનું poor બિચારા nose નાકને and અને bound up his face તેના મોહોડા ઉપર પાટો બાંધ્યો when જ્યારે she had put તેણીએ મુકયું હતું some oil on it તે ઉપર કંઈક તેલ to make it well તેને સારૂં કરવા માટે But પણ

it did not get well તે સારૂં થયું નહી for a long time ઘણા દહાડા સુધી. The poor nose તે બીચારૂં નાક was nearly as big as a pear લગભગ એક જમરૂખના જેવું મોટું થયું હતું and અને as red લાલ as the comb of a cock મરઘાના માજરની માફક for more than a week એક અઠવાડીઆથી વધારે !

Do yon not hope શું તમે આશા નથી રાખતા that the pain taught Ben કે તે દરદથી બેન શીખ્યો to boast less થોડો મગરૂર થવા and અને think more વધારે વિચાર કરવા ? You see તમે જુવોછો that કે he was not yet a wise boy તે હજી ડાહ્યો છોકરો થયો નહી, though જોકે he was four years old તે ચાર વર્ષનો થયો તોપણ. Wo may hope આપણે આશા રાખીએ that કે poor Ben got more sense in his head બિચારા બેનના મગજમા વધારે અકલ આવી by the time વખતથી he came to be five તે પાંચ વર્ષનો થવા આવ્યો ત્યારથી.

Love not to talk વાત કરવા ચાહતા નહી, love not to boast ફિસીઆરી કરવા ચાહતા નહી; Grief comes to him who brags the most જે ઘણી બડાઇ કરેછે તે દલગીરીમાં આવી પડેછે.

——0:0——

## FRISK AND NED. ફ્રિસ્ક અને નેડ.

Is worn out, v. (ઇઝ ઉર્વોર્ન આઉટ) થાકી ગયોછે.

Brisk, a. (બ્રિસ્ક) ચંચળ, ચાલાક, ઉદ્યોગી.

Ears, n. (ઈઅર્સ) કાન, કર્ણ.
Wakes, v. (વેક્સ) જાગેછે, જાગ્રત થાયછે.
Rubs, v. (રબ્ઝ) ચોળેછે.
Laugh, n. (લાફ) હસવું તે.
Brings, v. (બ્રિંગ્સ) લાવેછે.
Hind a. (હાઈન્ડ) પાછલા, પછવાડેના.
Legs, n. (લેગ્ઝ) પગો, ટાંગડી
Begs, v. (બેગ્ઝ) માગેછે.
While, ad. (વાઇલ) જ્યારે.
Knee, n. (ની) ઘુંટણ.
Counts, v. (કાઉન્ટ્સ) ગણેછે
Throws, v. (થ્રોઝ) નાંખેછે.

Ned has been at play નેડ રમ્યા કીધું till જ્યાં સુધી he is quite worn out તે તદન થાકી ગયો.

He sits down તે બેઠોછે on the step પગથીઆ ઉપર at the door બારણા આગળ and અને soon goes to sleep જલદી ઉંઘી જાયછે. His dog Frisk તેનો ફ્રિસ્ક કુતરો comes આવેછે and અને sits by him તેની પાસે બેસેછે.

The good dog તે ભલો કુતરો is છે as brisk ઉદ્યોગી as a bee મધમાખ જેવો Look at him તેને જુવો as he sits there ત્યાં તે કેવો બેઠોછે with his ears up પોતાના કાન ઉભા રાખી.

He seems to say તે એમ કેહેતો જણાયછે I will sit હું બેસીશ and અને keep watch ચોકી કરીશ while Ned sleeps નેડ ઉંઘેછે ત્યાં સુધી No one will dare કોઈ હીમ્મત કરેશે નહી to touch him તેને અડકવાને as long as I am here જ્યાં સુધી. હું અહીં આછું ત્યાં સુધી.

Ned sleeps નેડ ઉંઘેછે for half an hour અરધો કલાક and when he wakes અને જ્યારે તે જાગેછે he rubs his eyes તે પોતાની આંખ ચોળેછે and અને has a good laugh સારી પેઠે હસેછે as he sees Frisk at his

side ફ્રિસ્કને પોતાની પાસે જોઇને Now હવે he goes into the house તે ઘરમાં જાયછે and અને brings out લાવેછે a bit of bread for Frisk ફ્રિસ્કને સારૂં રોટલીનો કકડો.

Then પછી on his two hind legs પોતાના બે પાછલા પગ ઉપર Frisk sits up and begs ફ્રિસ્ક બેસેછે અને માગેછે while Ned જ્યારે નેડ on his knee પોતાના ઘુંટણ ઉપર counts one two three એક બે ત્રણ ગણેછે. Then Frisk from his nose પછી ફ્રિસ્ક પોતાના નાક વાટે the bit of bread throws તે રોટલીનો કકડો પાછો કાડેછે and અને Ned has a laugh નેડને હસવું આવેછે as up it goes જેવો તે ઉપર જતો રહેછે તે વખતે.

——o:0:o——

## I WILL NOT HURT MY LITTLE DOG.

## હું મારા નાના કુતરાને દુઃખ દઇશ નહીં.

Stroke, v. (સ્ત્રોક) હાથ ફેરવવો, પંપાળવું.

Pat, v. (પૅટ) થાપડવું, નુકસાન નહી થાય તેમ ધિમેથી હાથે કરીને મારવું.

Wag, v. (ઉવૅગ) હલાવવું.

Tail, n. (ટેલ) પુંછડી.

Useful, a. (યુસફુલ) ઉપયોગી, ખપની.

Mind, v. (માઇન્ડ) ધ્યાન આપવું.

Is bid, v. (ઇઝ બીડ) હુકમ કરવામાં આવેછે, ફરમાવવામાં આવેછે.

Treat, v. (ત્રીટ) વર્તવું, ચાલવું.

I will not hurt my little dog હું મારા નાના

